# શ્રીયાળ-ચંગુણા.

## નાટકનાં ગાયનો

૫૭૪૮ બનાવનાર

ગંગાલાલ દયાળજી દેસાઈ

હેડમાસ્તર, ઇંગ્લીશ સ્કુલ, વલસાડ.


સુરત '[illegible]મિત્ર' પ્રેસમાં

એમ. જે પોટવાળાએ છાપ્યા.

સને ૧૮૯૪


કીંમત રૂ૦-૨-૦

# અંક ૧ લો.



## ( ૧ )

શ્રી ગણનાપતી કરો દયા અતી
વિઘ્ન હરણ અર્થે પ્રથમ કરીએ વિનતિ.
મંગળદાયક, વિઘ્નદાયક સમરે ત્રીલોક આપ
ક્ષેમ શાંતીનો પ્રસાર કરીને હરોછો ત્રિવિધ તાપ-શ્રીગણ.
તું સુખદાયક, તું ભવતારક, તુજમાં સૌની આશ,
આ બેડો પાર પાડે તું આપી યશ ચોપાસ-શ્રીગણ
પ્રેરક સદગુણ, ક્ષારક દુર્ગુણ આપો રૂડી રીત,
ધર્મ મોક્ષના માર્ગ બતાવી રાખો હમપર પ્રીત-શ્રીગણ.
તું ગણનાયક તું વરદાયક સંગે સીધી સુબુધી નારી,
લાડ લડાવી વહાલ વધારી, કરો તમે આભારી-શ્રીગણ.
ભીડના ભાજક દુઃખના ટાળક રેહેજો અમ્રત ઝર્તા,
સ્તુતી કરે છે દાસ તમારી તું પીડા હર્ત્તા-શ્રીગણના.

## ( ૨ )

વંદુ શંભુ અજરામરને
હીમાચળ સુતા દુર્ગા ભર્તા તુજને નીત સમરતાં,
સહાય કરો આવું શરણ દયા સાગરને-વંદુ શંભુ.
ભવ સિન્ધુ અતિ ખારો નહિ ઉતરવાનો આરો
મળે બીજો કહી સારો આધાર એક તમારો પાપો દુષ્ટ નીવારો
હરખ ભરખ વર આપી મુજને શંકર જન પામરને સહાય-વંદુ.

( ૩ )

આ કુદરતની બલીહારી
વસન્તે લાગે શી પ્યારી.

વૃક્ષે ફુટયા છે મોર મનોહર
પુષ્પો તણી ખુબી ન્યારી,
જાઇ જુઇ ને મોગરો બેકુ
ચંપો સુગંધી દે ભારી
જગે જગે બેકજ મારી–વસન્તે.

પ્રીતી જનક છે દિવસો વસન્તના
ખેલે મળી નરનારી,
અચેતન જાણે ચૈતન ધારે
પંખી કરે રવ ભારી
દીસે સહુ આણંદકારી—વસન્તે.

( ૪ )

અહો વાલી તારૂં મધુર રસીલું ગાયન શુણી
ઉમંગે આનંદ ભર પુર વહે મારૂં સુગુણી
ૠતુ વર્ષા પ્રેમી વિહ્વળ બને હર્ષ મહીની
બન્યો ધીરો આજે સરસ રવ વાણી ચતુરશી.

( ૫ )

મારા સુતરધાર (મારા સુથાર ભાઇ)
સુના લીજે કાન દઇ બાત હમારી

તીખો તુરો કડુ કટાણો, ખારો ને ખટાસ,
મીઠા રસની જરૂર હોય તો, શંકરનો દો પાસ—મારા.
વીરરસ હાસરસ રસકરૂણા એકકારી
સર્વે રસમાં રસજ શૃંગાર સમાઇ જેમાં યારી—મારા.

( ૬ )

પ્રેમ પતિ રૂડો હર્ષ રતિ આ વાધ્યો દીસેછે વિશ્વ ધણી,
જોઇ હું સ્વામિ પુછું છુ કારણ ખુશી મોટી કાં મનમાં ઘણી
મુખ હસે ત્રીપુરારી, કાન્તી લાગે છે રૂપાળી,
દન્ત પ્રકાશી આ ચળકે, જટા ભાસે રહીઆળી.
દાસી દાસી થાઉં ખુશી રૂપને નીહાળી મુખ—પ્રેમ.

( ૭ )

ભક્તની ભકતી જોઇ આજે, ઉપને મન આણંદ પ્રીતિ
ભાવનો ભુખ્યો છું હું પ્યારી, વસું નહીં જાડાં અનિતિ,
આણી વિષે ભકતો મોટા તેમાં ચિયાળ સહુથી શ્રેષ્ઠ
આપે હોંસે યોગીને, માગે જે કાંઇ નેટ,
જોઇ રાજી થાઉં પ્યારી, વેઠ ભારી વેઠ આણી—ભકતની,

( ૮ )

શંકર શંભુ ગીરજાપતિનું, નિશદિન ચિતે હું સ્મરણ કરૂં,
અકલ અગમ શંભુ રૂપ છે તારૂં, વાણીથી હું શું ઉચરૂં,
બ્રહ્મા વિષ્ણુસમ મહીમા જેનો, પાર જડે નહી ક્યાંય ફરૂ—શંકર
દીનવત્સળ પ્રભુ સ્તવન તારૂં હું જે કરૂં તે થોડું ખરૂં
કૃપાનીધી તુજ કૃપા સહાયથી જન્મ મરણ ભયથી કદી ન ડરૂં
—શંકર

(૯)

વાત સુણો મારી ગૌરી કહું વિસ્તારી,
પુર્વે થયા બહુ ભૂપજ મોટા હરીશ્ચંદ્ર આદી અનેક
નળ નહુષને દશરથ સૌ પણ શ્રિયાળ શિરોમણી એક—વાત
રાજ્ય ચલાવે રૂડી રીતે, ધરમ રાજનો જોટો
પાળે પ્રજાને પીતા પ્રેમથી અવર નૃપ નહીં મોટો—વાત.
પતિવ્રતા રાણી ચાંગુણા, કોણ કરે બરાબરી,
જોઇ આચરણ અહલ્યા તારા, મનમાં રહે મુઝાઈ—વાત.
ક્ષમા શાંતીને ધીરજ ગુણનો છે મોટો આધાર,
ન્યાય વર્તે છે સર્વ દીશા જગ ગર્વ ન મળે લગાર—વાત.
ધર્મ ધુરંધર શ્રિયાળ નૃપમાં મળે નહીં કાંઇ મણા,
શોધ્યા જડે નહીં ગીરજા સુતમાં, ગુણ ચીલીઆ તણા—વાત.

(૧૦)

જા જા ચન્ડી અવિચારી,
એ શું બોલો ત્રિપુરારી;
ચન્ડી દુર ચન્ડી દુર ચન્ડી દુર,
દુર દુર દુર—જા જા.
શીસ શાના ભરો ભારી,
મતિ ગઈ તારી સારી;
જુવો મનમાં વિચારી,
છદ્‌ છોડીને નઠારી;
ઉત્તમ શ્રિયાળ નારી,

ચન્ડી બસ ચન્ડી બસ ચન્ડી બસ,
બસ બસ બસ—જા જા.

(૧૧)

નિર્જીવ વાદ વિવાદ ચલાવી, ક્રોધ મિથ્યાં શું કરોછો,
દેવ અને દાનવને લાજમ કામ કુડું કાં આદરો છો;
જાઓ શંભુ વેષ ધરી, રાજા શ્રિયાળની પાસે,
વિવિધ પ્રકારે પજવી તેને કરો બહુ નીરાશો;
ટાળો સંદેહ ઉમીયાજીનો પ્રેરી સુત યમ વાસે જાઓ-નિર્જીવ.

(૧૨)

કેવો કેર કેર કેર આહા
નહીં જડે યોગી વન ભોગી અલોકી રાખ્યા રોકી;
કોણ શંભુ કેની પ્યારા—કેવો કેર.
શંભુ વાલા કાલાવાલા કરૂં તારા,
ભવનાતારક જગના પાળક પ્રાણથી પ્યારા;
ચરણે પડું છું હું તારા—કેવો કેર.

(૧૩)

ઉડાવો કેમ સ્વામી રૂડા આજ,
છે કીંકરી હાજર ફરમાવો કાજ;
પ્રીતમ પ્યારા આંખોના તારા,
અમૃત પાણી વદો વાણી,
પામો પીડા શાને માટે રાજ—ઉડાવો.
શંકા મટાડી, પ્રેમ પમાડી,

લાડ લડાવી શોક સમાવી,
ધીર ધરો ઊરમાં ધીરાજ—હડાવો.

(૧૪)

પિયુ ભક્તિ તમારી આવી, છે ગીરીજાપતી મન ભાવી
તે છે સર્વજ્ઞ સર્વ વ્યાપી, થાયે રાજી ભક્તને વર આપી;
નહીં તજે કદી વખત આવી, છે ગીરીજાપતી મન ભાવી,
કદી કરો તમે ન કુકર્મ, પ્રજા નોકર પાળે નીજ ધર્મ,
ભૂપ શોક કરો ન શંકા લાવી,—છે ગીરીજા
કુમ ખાઉં પતિ તમ દુખે, નથી તેજ રહ્યું આ મુખે,
ફળ આહાર કરો હોંસ લાવી,—છે ગીરીજાપતી

(૧૫)

અવળી વાણી દીલના જાની વદોછો શાની
પુરા જ્ઞાની દાસી અજ્ઞાની તમો તમો પીયુ પ્રાણ.
હરખે નિર્ખિ તન તમારૂ મનજ મારૂ રે,
જમે નહી દારા પહેલાં પ્યારા;
સહો નઠારાં બની બિચારા દુઃખજ મ્હારા,
પીયુ પીયુ તમો આજ—અવળી વાણી.

(૧૬)

તવ રસીલી ગીરાને સુણી હું માની હું,
ગુણી તું અર્પુછું મારૂં મન, મારૂ તન, મારૂ ધન,
અવળી વાણી હોય શાની શાની—તવ રસીલી.
મૃગલી મૃગ વીણુ બને અધીરી,

બનું તેવો હું તું વીણ સુદરી;
જાયે દુઃખ થાયે સુખ જોયે સુખ ભાગે ભુખ,
પહેલી જમી મીયે કહયું માની તું—તવ રસીલી.

(૧૭)

આમ આમ આમ બાપુ કરો કેમ કેમ તમ,
જમો ધરી પ્રેમ રહો ક્ષેમ—આમ આમ.
ઉમ્મર નાહાની તમ તણી, કરો શીદ આવી હઠ,
માફ કરી ગુનો માહરો, ચાલો તમો ઉઠીઝટ—આમ આમ.

(૧૮)

બાપુ થંડી થાય રસોઈ,
ખીજશે વડશે માત પીતા, રાગથી ભરાઈ—બાપુ.
ડાહયાછો રાજ સુત રીસાઓ ના હમ સાથ,
જમી હરી ફરી રમો માની શીખામણ વાત—બાપુ.

(૧૯)

કુંવરને પુછું વારી વારી,
તને શું થાએ વીર થા ના અધીર
શાનો નેત્રે ભરે નીર કેની કેની લઉં દુઃખહારી—કુંવરને
ખાઈ ખાવાનું ખેલ, રૂડા આવ્યો આ મહેલ,
રીસ ભુંડી તું મેલ, જાયે જાયેરે મા હોંસ ધારી-કુંવરને
વાહાલા તું બોલ, દીલ પડદો તું ખોલ,
તને આપું હું કોલ, લેની લેનારે તું શીખ સારી-કુંવરને
છોડીને રાગ, ફર રૂડે બાગ,
સારૂં રાજ તારે ભાગ, શાનોશાનો ધરે ચીકભારી-કુંવરને

(૨૦)

મારા શાણા, કાઢે શાના, ખોટાં બાનાં, તું હરદમ,
છોડ નાદાની, તોર તોફાની, જોર જુવાની, બની નરમ;
ધીમે ખાવું, શાંત રહેવું, રોજ ન્હેવું કરની ક્રમ,
આદરે વાહલા, રીતે ચાલો, પામે જેથી સુખ પરમ.

વાહલા મારું માન,
કાં વિસારે શુદ્ધ જ્ઞાન;
છે સમજુ ને સુજાણ
તું બોલ સમ માણ;
કાં સુઝાગ આગ,
ધીર ધર ઉર હામ;
તારું રાજ પાટ ઠામ,
કર સારું રૂડું કામ,
તું હરદમ બની નરમ—મારા શાણા

(૨૧)

ચાલો કુંવરીઆ જમાડું મીઠો કંસાર,
દુધ પુરી ભજીઆંને ચટની ચખાડું;
ફડફડારો ફુલી બીન સાર—ચાલો.
રીતીથી પીરસે ત્યારે જમે પ્રેમેથી,
લાડુ શુરો દશ બાર—ચાલો,
જમતાં જમતાં પાપડ ભાગીયું,
સુઝી મારી ચાર ચાર—ચાલો.

( ૨૨ )

માતુ એક તુજમાં રહી મીત મારી, કુણ પીતુ સમ છે હીતકારી
માતુ એક તુજમાં રહી મીત મારી.
નવ માસ રાખ્યો ઉદર પોતાને, વેઠી વેલા બહુ ભારી,
લાડ લડાવી ઉછેર્યો ઉમંગે, કેમે ભુલાય મેહેર તારી.—માતુ.
રોગ મટાડવા ઔષધ પાયાં, કષ્ટ કાટાં દુઃખ હારી,
વિઘ્ન આવે મરવા તત્પર રહેતી માયા જાઉં ક્યાં વિસારી.—
માતુ
પાળ્યો પીતાએ પ્રેમે બેસાડી, ઉત્સંગમાં બાથ મારી,
તમ ભુખ્યા અન્નો કેમે હું ખાઉં, છુ હું ઘણો આભારી.-માતુ.

( ૨૩ )

ભલે જાયે ભુખે મુજ પ્રાણ, તમ પહેલાં નહીં ખાઉં રે
માતા તમો છો સમજુ સુજાણ,—તમ.
પિતા જુવો વિચારી મન.—તમ.
છે એ શાસ્ત્ર ને નીતિ વચન.—તમ.
કેવુ રામે પાળ્યુ પીતા વચન—તમ.
સેવ્યુ ચૌદ વર્ષ વસમુ વન.—તમ.
હજુ શ્રવણ ભકતિ ગવાય.—તમ.
ઉંચક્યાં મા પીતા કાવડ માંય.—તમ.
હજુ હેત આ માત પીતા તારૂં નથી મુજ મનથી વીસાર્યુ રે
કેમ ખાઈ કરૂં કાર્ય નઠારૂં માનોને કહ્યુ મારૂં રે.

( ૨૪ )

શો દોહીલો દુઃખનો ભારો, જીવ લાગે છે અકારો રે
અંતર અંદર વેદના થાયે, વાંક હશે શું મારો રે—શો.

હશે શત્રુજી જોઈ અનિતી, જેથી થાએ નમેરો રે.—શો.
નેને ન નીંદ્રા મુને, ચિત્તે ચિન્તા કારણ તેનું વિચારો રે.—શો.
જો નહીં જલ્દી યોગી આવે તો ઉપાય સારો ઉચારો રે.—શો.

( ૨૫ )

આ વચન સુણી રાય તમારૂં, ઘણું દુઃખી થાયે મન મારૂં,
એતો ગજબ મોટો કહેવાય, જ્યારે યોગી છોડી રાજ જાય.
ન મળે અધર્મ પ્રજામાં જોવાનો, અનાદર યોગીનો હોય શાનો
રૂડી રીતે ચાલે અધીકારી, ભૂપ વાત તમે માનો મારી.

( ૨૬ )

કદી સાગરવારી સુકાય તોએ ધર્મ તમે ના ચુકો રે,
કદી મેર ચળી અન્ય જાય —તોએ.
કદી આકાશ મહી તળ જાય—તોએ.
કદી હંસમા કાગ ગણાય—તોએ.
કદી રાત્રી સુર્યોદય થાય—તોએ.
કદી મીનથી જળ વીણ જીવાય—તોએ.
હજી વન્હિ તજી ઉષ્ણ ધર્મ, નથી શીતળતા ધારી રે
નથી છોડયું તમે નીતી કર્મ, વદું હું વિચારી રે.

( ૨૭ )

રે કોઈ જાઓ જંગલ માંય, શોધી લાવો યોગી રાય
જા જા કહેતાં ઝટ જાય જે, હોયે શુરા જન,
દુષ્કર કામ કરીને આવે, ડરે ન જાતાં તન—રે કોઈ.
દુસ્તર દરીઓ અતિ દેખીને, વીરા છોડે ના હામ,
હામ નાવથી પડી ઝોંકાવી, કરે સીદ્ધ જઈ કામ—રે કોઈ
સીંહ રીંછનો ભય છોડીને, ફરે અઘોર વન,
વાઘણ પય લાવીને આપે, ધરી હામ ને મન—રે કોઈ.

## અંક ૨ જો.

(૧)

જોગી જોગી ઝટપટ લાવો કરી ખોળ,
દેશમાં વિદેશમાં ફરી વહેલ લાવો લાવો,
નથી પડતી કળ નરપતી દોડ મુકી જઈ આવો આવો—ખોળ
સુરાને પુરાને કહે વહુ શું અડપ હડપ ઝડપ ચાળી
જઈને ઝાડને પાહાડને બાગને ખડક ધડક ભડક ભાળી
ખટપટ હુરપટ પટ પટ છોડી,
ઝટપટ લટપટ અટપટ દોડી—ખોળ.

(૨)

શોધી લાવું યોગી જટાધારી.
ભમી વન
ખોઈ ધન
પાડી તન
બીન મન
કરૂં કામ ભારી રે—શોધી.
ફરી ઝુંડ ઝાડ ઝાઝી ઝાડી,
ખોળી નદી નાળાં ખાઈ ખાડી
ચરી ગામ સીમા બાગ વડી
ગોતી પાહાડ ખોણ અતિ ધાડી,

લાવું યોગી
વન ભોગી
નહીં ઢોંગી
ખરો જોગી
રહો હામ ધારી રે—શોધી.

(૩)

આજ મારે રાજદ્વારે કાજ સારે,
જવું છે વખતસર અસુર ન થાય જરા—આજ.
દીઓ રજા મુને કહું તમુને, જાવું જલદી કાંન્તીનગરે
રંકને પજવે લોભી જયારે, બેરીજોઉં કેમ ત્યારે–આજ
લેઃ જાણાવું પીતા ફસાવું શાંન્તા નામજ ત્યારે,
વામળ છોડાવું દારાને મેળાવુ થાએ ખુશી ભારે–આજ

(૪)

જા જા ઘેલી થઈને વહેલી વાલી નવેલી કર સુભ કામ,
પીતા બેશરમી પુરો કુકર્મી નહીં સુકર્મી આઠે જામ;
પૈસા ખાતર વેચે દુહિતા જાણુ તે પીતા ખરો હરામ,
લક્ષ્મી ચંચળ નહીં અચીચળ શાનો લોભાયે લોભી આમ,

જઈને વખતસર
ખરી વાત જાણ કર
ના વિમળ પાસે નર
હશે વીના પૈસે જર

તુ કરની તૈયારી દેખાડી હુશીઆરી,

છોટાવ ગરીબ પ્યારી, કીર્તી ગાએ નરનારી,
કર સુભ કામ, આઠે જામ -- જા જા

(૫)

ચાલોની સૌ હાલો ભાઇ જલ્દી કરીએ કામ,
શોધી કાઢો અબલાને મેળવશું ઇનામ;
લુણ ખાધું રાજાનું, કેમ કરીશું હરામ,
ફેનાહ કરી પાછા ફરસું, થશે રૂડું નામ—ચાલો.
ક્યાં છોરૂં ઘર ને બાર, સમજે સૌ નકામ,
જો નહીં જડે જોગીઆણ, કરવું અહી ઘર ઠામ-ચાલો

(૬)

વિચીત્ર મુર્તી, દીશે છે દુરથી, ચાલો પાસે હીમત કરી,
જુવો નીહાલી આવાર, કેમ જડશે એનો પાર;
નહીં હાલે એ લગાર, પુછી જોઇએ વાત ખરી,
પાસે જઇએ હીમત કરી.

બોલો યોગી મહારાજ
અલ્યા કોણ છે પિશાચ
રાખ મનમાં જગ લાજ
રેહેવા દે મુને ઠામ ઠરી
પાસે જઇએ હીમત કરી.

ચાલો રાજા જુવે વાટ
શું છે કાજ મારી સાથ

નથી જોઈતો સંગાત
પજવે કાં તું બોંશ ધરી
પાસે જઈએ હીમત કરી.

માનો માનોની માબાપ
અંતે દઈશ તને શાપ
પછી થાશે પશ્ચાતાપ
બ્હી થા નહીં ફરીફરી
પાસે જઈએ હીમત કરી.

( ૭ )

સાધુ ના આવ્યો પ્યારી, શો ગજબ—સાધુ.
ટેક જાય; દુઃખ થાય, શીવા શીવા,
પ્યારી કેહતુ સુને, શંકર કંકર કાં કરે દુઃખી,
પહોંચી અતિ દશા બુરી, દશા બુરી, દશા બુરી—સાધુ.
કરૂં સુંદરી મરૂં, આફત આવી મારે,
મેળર શંભુ વેગે સંત, ટળાવે શીઘ્ર ભારે.—સાધુ.
રહયા ભુખ્યાં દિન પંદર આશે, સાધુ નાવે પાસે,
રહે ન ધીરજ હવે દીલમાં, થાઉં આજ નિરાશા.—સાધુ.

( ૮ )

નાથ શોક વશે કેમ ખટકી.

બાણાસુરની અર્જ સુણી દોડયા,
સંભુ રહે નહીં અટકી અટકી.—નાથ.
આ સંસારે આવે દુઃખ જન ભારે,
દીલ નહીં રાખો ચટકી ચટકી—નાથ.
ઇશ્વર જે ધારે તે જગ થાએ,
છો જન રહે શીર પટકી પટકી—નાથ.

(૯)

અરે સુંદર નાર, થાય પીડા અપાર,
નહીં દુખનો ભાગ, ઉતરે લગાર;
ના સાર સંસાર, માનું દીલ મોઝાર--અરે.
ના ધીરજ ધરાય, ના શાંતી રખાય, મન બળે છે લાય,
બહુ થાય હાય હાય, પ્રાણ નીકળી જાય,
એમ લાગે આ વાર—અરે.

(૬૦)

કહું વારી વારી રે ઓ સ્વામી તમુને,
દેહ દબામણુ, મન મુઝામણુ,
ખાલી ગભરામણુ, રાખી હીરામણુ,
રાખી ખાલી ધેરા દુઃખ ભારી રે—કહું.

માનો માનો કહ્યું તમે મારું,
શોકે મટે ના ભાવી થનારું,
શીયકર નરવર ભુમીશ્વર, છે વારે મુરારીરે— કહું

(૬૧)

અલ્યા ઉભો રે હભા, કેમાની જાય કયાં આણી,
કેમાવુ લીધું મા. . શું,
ભુખ નહીં સમાણી, ના કાઢ આવી વાણી,
ચપ ચપ ચપ કહો, લપ લપ લપક આહો;
ટપ ટપ ટપક આંહો, ડપ ડપ ડપક હો– અલ્યા.

બતાવ તારો રાજા ધર્મી,
કરો ઊતાવળ નહીં મર્મી;
થપડ મારીશ જા અકર્મિ,
ઉભો રેના અહીં અધર્મી,
ચાલ્યો જા, વેહલો જા, ભાગ્યો જા, પડ્યો જા-અસ્યા.

(૧૨)

હવે લાવું તારૂં ઠેકાણું હું સાન
નહી બને કદી ફરી નાદાન
વર્તે જોઇ પહેલું ઠામ—હવે.
સાધુ જનની મજાક કરી અહીં
ભુખ તરશાની ખબર લીધી નહીં
ખસ ખસ લંપટ યારી, તુચ્છ નર્ક અધીકારી,
જા જા મુરખ હેવાન—હવે.

(૧૩)

યોગીવન વિહારી, નહીં બીવરાવો
ક્રોધ સમાવો, નહીં ધમકાવો;
ખોટું ખોટું શું ઉરે મના—નહી.
મુરખ તું એ શું વદ વિચારી મનમાંય,
આગ્રહથી લાવી અહીં ક્યાં તું નાસી જાય;
જાને જાને જોઉ કેમ ડગલુ ભરાય છે,
જોઉં રાગ તમારો મારૂં મન ગભરાય છે—યોગી.

(૧૪)

પ્રીતે નમીએ આવી રે, યોગીરાજ યોગીરાજ,
અહીંઆ પધારી કીધા ઉપકારી—પ્રીતે.
મેહેર મેહેર અતી મોટી કીધ: તે,
આવી લીધી દાદજ રે;
ઠામ ઠામ ઠામ રહો ઠરી ઠામ,
સુખે અહીં ઠામ લહી,
આપું હું સર્વ સહી—પ્રીતે.

(૧૫)

ધીર ધરો કહુ શીર નામી, ભક્તની ઉપર મેહેર આણી
નાના નાના ભોજન પાણી, ખન્તેથી યોગી જમાણી.
પ્રીત જણાઉ ભકતી લો માની, સન્ત દીસો છો પુરા જ્ઞાની,
ક્રોધ કુડો ખાળી કરો સું,
શું દાસી ચરણે પડું હું.
ખમા ખમા કરગરું છું,
ઠરી ઠરી રહો આ ઠામ, રૂડે આ ધામ કીંકરી જાણી.
ભક્ત૦ ધીર ધરો—

(૧૬)

યોગી ધીરા થઈના થાઓ અધીરા, જાણુ ખરા યોગી ધીરા
પાણી માગતાં પય આણી આપું, દીસો તમો સુરા પુરા નરા.
યોગી.
ઈંદ્ર તણું ઇંદ્રાસન લાવું, છો તમો ભક્તના દુઃખહરા—યોગી.
દેહ જાય ભલે તોએ ડરૂં નહીં, સન્ત શાંન્ત અહીં થાઓ જરા—
યોગી.

(૧૭)

પટપટ ખાલી કરે શાને, બડબડ કરી બબડે શાને
ઝટઝટ કહ્યું ભુખ્યો છું તે ઝડઝડ લાવ કંઈ ખાવાને — પટપટ
ટપટપ આવ્યો શું કરવાને, ટકટક તજી મુંગો થાને,
કટકટ કરી પજવે શાને, ફરફર કરી ફરકે શાને,
ઘુરઘુર કરી ઘુરકે શાને, બોલાવ્યો શું અહીં મરવાને.

(૧૮)

મારૂં આપ્યું વચન યોગી કેમ ફરે,
આરૂ રાજ પાટ ધન માલ જાયે બળે.— મારૂં
કદી પુત્ર પરીવાર પ્રિય દારા મરે,
દેહુ તજી જાય આ પ્રાણ તોએ ન ફરે.— મારૂં
નહીં ક્ષત્રી કરે વેણ ભંગ આપ્યું પોતે,
કદી ત્રણ તુકડા થાય તોએ ખરે. — મારૂં

(૧૯)

નહીં મરે. કહ્યું વેણ બાણ, તોડું નહીં પણ જાએ પ્રાણ
વીચાર કરીને વચન આપ્યું તે તોડીશ નહીં યોગી રાય.
સત્ય સચવીશ હરેક રીતે, ડરૂં નહીં પ્રાણ જાય—નહીં
ક્ષત્રીની ટેક છોડું કેમ, પતિ મારા લજવાયે,
સતની સાથે પત ગઇ તો, અવનીમાં કેમ રે'વાય.—નહીં.

(૨૦)

મુર્ખ તોલ કરીને રાજા બોલ.
થશે પુરા હાલ, માઠી ચાલ. કર ખ્યાલ. — મુર્ખ.

શું જોઈ દયા કરૂં, સુખથી શીબાઈ મરૂં.
ગળું કાપીને હું મરૂં, મહા કરટે મન વારે,
આગ્યું ભકત ધ્રુ તારૂં, શાપ દઈને મારૂં.
ઝટથી અહીંથી છુટ, રડ તારો કોલ—સુમ.

( ૨૧ )

અરે મરની તું અહીંથી જોગટા રે.
તારૂં માંસજ કુતરા ખાશે,
યોગીના ચીન્હ તારાં જોયાં—ઓ જોગટા.

મરની તું ભામટા.
હડની તુ જોગટા.
નકકી તું નરકે જાશે રે
બાતા કાઢી કાઢી ને તું મરશે —અ.

( ૨૨ )

માયા છે મહા દુખ કારી, માણીઓને મારી છે મહા દુખકારી
સગાં સહોદર માતર પીતર, જોઠાં જુઠાં જાણી —પ્રાણ.
મળ્યાં અહીં સઉ ગરજ સરજ, સુખેથી દેહે વીસારી—પ્રાણ.
આશા નદીની પાસ મોહિણી, તાણ્યા તાણાય સંસારી—પ્રાણ.
પ્રભુનું નામ રટી કરો કામ, કાયા કાચી જો વીચારી—પ્રાણી.

( ૨૩ )

ઈ.શું હું વદ મારા જાયેના ગુણ ભુલ્યા તારા—એશું
કદી મળી નહીં પુત્રજ આવો, કેમ ધરૂં હૈયે હામ.
કરવા કહું આવું કામ, રુપનો ધામ છે ગુણનો ઠામ—ઈ.શુ

(૨૪)

કેમ થાએ ધાએ અતિકારી, દીલ થાએ ખેદ બહુ ભારી.
વદન મનોહર તારૂં સુંદર, કાયા કારમી તારી.
વાણી મધુરી નહીં બીજામાં, ચુપ રહે કેમ મારી—કેમ.
રાજપાટ ધન અખુટ ખજાના, છતાં ચાર ધારી
તેનું નહી અહીં જાશે ક્યાંહી, શાથી રહુ મન વારી—કેમ.

(૨૫)

જુવો માત પીતા દીલ માંહી, કાગ અમર થયું છે આંહી.
જે જન્મ્યુ તે નકી જવાનુ, કોણ બેઠી અહી રહેવાનુ સુતાર
કનેરાય મુઝાઇ—કો૦
ક્યાં છે રામચંદ્ર આદી રાજા, જેના યશાનાં વાગે હજુ વાંજાં
ગયા યમથી કાળ ઘેરાઈ—કોણ૦
કેવા અરજુન કૃષ્ણને કરણ, થયા ચોગ્ય દીને મર્ણ શરણ
કેવા સાધુરપીને ગુશાઇ—કોણ૦
ક્યાં છે વીક્રમ ભર્થરી ભ્રાતા, ક્યાં છે જોબન જરથી માતા, ગયા
મુકી નોબત શરણાઇ—કોણ૦
એક નામ અહીજ રહેવાનું, મટે કરજે હોય કરવાનું ધર્મ
રીવાએ આવે નહી કાંઇ—કોણ૦

(૨૬)

અરર માહરૂં, સુ હવે થશે
તન વીયોગના, દીન કેમ જશે
હતી મજે ઘણી આશ તાહરી
પણ પાડી તેં પાર શ્રીહરી.
શાકર તુજને વીનવું ભાણી ભણી લાગુ પાય

ધર્ય ઉર બહુ આપીને કરજો માહરા સાહાય
દાસી દીનપર જુલમ શો કરેછે આવાર
કરવા નીર્દય કર્મઆ હામન હઇએ લગાર
કરી સુધ્ધ બુધ્ધી મારી
આવ્યું દુઃખ શિર ભારી
જોવો મનથી વીચારી.
કહુ માતા વાત સારી
નહીં સાર અહીં જરી.
બોલ નહી એવું ફરી—અર૨૦

(૨૭)

લખ્યા લેખ મીટે નહી કાંહી
મહી પાહાડ જંગલ જળ માંહી
થઇ દાસી દ્રોપદી રાણી
બ્રહ્મ ઘેર તારા વેચાણી
સહ્યુ દુઃખ જનક કુમારી
થઇ સલ્યા અહલ્યા નારી
વીધીના બળે ભાવી અહી ફળે સુખ ના મળે
જનને આંહી—મહી૦

(૨૮)

ત્રીસુળ ધારી પીડાહારી. છુંહું રગદાસી તમારી
વાહરે વળજો શંભુ સ્વયંભુ
સહુ દુઃખઅતી લખ્યુરતી વળીજાતે
અબળા નારી—છુંહું૦

# અંક ત્રીજો.



(૧)

ભવ્ય ભુમીમાં મહેલ રૂપાળો, રહીઆળો શોભે.
ચારૂને રહીઆળો શોભે, રહીઆળો શોભે રે.—મોહ્યું મન
સુંદરતા લોભે.
માળ માળીઓ ગોખ જરૂખા, મનહર છે કેવાં.
સુંદરને મનહર છે કેવાં, મનહર છે કેવાં—મળે નહીં બીજે
કહીં એવાં.
આસપાસ છે બાગ બગીચા ફુલ ઝુકે ભારી
રંગ રંગી ફુલ ઝુકે ભારી, ફુલ ઝુકે ભારી રે—પખીનો રવ
રહયો જારી.

(૨)

માહારી હકીગત જાણી, સંદેહ છાણી. ન્યાય દીઓ ધીરાજ
છે સત્ય સમાણી, ઊચાર વાણી દયા મન આણી—ન્યાય૦
પુત્રી સોમીદાશની હું વરી ચંદ્રસેન સાથ
આવી બચાવવા રંકને અહીં રજા લઇ મુજ નાથ.
વાત રાખું ના છાની, ખરીજ માની, દયામા આણી—ન્યાય.
વિવાહ પિતાએ કર્યો, મુજ વૃધ્ધ મતીહીન સંગ
કન્યા વિક્રય કરવા એણે નહીં જોયો રૂપ ને રંગ.
અર્થ પોતાનો જાણી, લોભજ આણી દયા મન આણી—ન્યાય

ઉગરવા આ દુઃખથી મેં વીચાર્યું મનની માંય
મરવું રૂડું અધીક છે, પણ મુર્ખ પતિ ન વરાય
નીકળી ઘરથી છાની, સહી હેરાની દયામન આણી—ન્યાય.
ભુખ તરશથી થાકી ત્યારે, કર્યો વિમળ ઘેર વાસ
પિતાતુલ્ય આસના દીધી, રહી એક દીવસ એની પાસ.
તેમાં વાત સુનાની, હોયજ સાની દયામન આણી—ન્યાય.
ત્યાંથી નીકળી ચાલીને હું, આવી મધુપુરી ધામ.
ઈશ્વર ઇચ્છા સબળ થઈ, ત્યારે પામી પતિ રૂડો આમ.
ન્યાયી સાર લો તાણી, વાત પીછાની દયામન આણી-ન્યાય.

(૩)

વાતો નવી જુની કહેની,—ઓ ભાઈ મારા.
ચીન્તા શું આવી તમારે—ઓ ભાઈ મારા.
કાયા કષ્ટાય તમારી—ઓ ભાઈ મારા.
છેવાં છોરૂ સુખી નાર—ઓ ભાઈ મારા.
હરેછે કાંઇક હૈયેથી હામ.
ઝટ કહી દે સુણીને, કરીને અહી કામ.વાતો.

(૪)

ધીર ધર ધીર ધર ધીર ધર ધીર ધર
સુણાઉં કહી વાત સારી.—ધીર ધર.
છે છોરૂ ઘર સુખી નાર, કલેશ ના મળે લગાર
કુશળ સકળ પરીવાર, ચતુર, ચતુર, ચતુર, ચતુર-સુણાઉં.
ક્રોધને મન થાય અંધાર, બાવરો બનું હું વીર
વિપત દુઃખ ભુધર શીર, ભુધર-ભુધર-ભુધર-ભુધર-સુણાઉં

(૫)

શાન્તી દીલ ધરી, ભુપ શું વિચારેરે.
નહીં એ ધર્મ પણ અધર્મ, નહીં સુકર્મ પણ અકર્મ.
મતિ કાં વીસારેરે,—શાંન્તી૰

સાધુના ભાગે દીશે પુરો ઢોંગી રે.
વીના ભાન વિના સાન, વિના જ્ઞાન વળી નાદાન.
હશે કોઇ જોગી રે—શાંન્તિ૰

(૬)

પ્રીતેથી નમો તને વંદન કરીએ.
ઊમાનાથ કૃપાનાથ, કૃપાનાથ કૃપાનાથ.
કાપ કાપ કાપ, પાપ—પ્રીતેથી૰

રંકને તું રાય કરે.
રાયને તું રંક કરે.
તૃણનો તું મેરૂ કરે.
મેરૂનો તું તૃણ કરે.
યોગી તારૂં ધ્યાન ધરે.
સંસારે ન ભુલ્યો ફરે.
સર્વ સ્થળે વાસ કરે.
તેને જોઇ મન ઠરે.
મળે ન જગમાં તારૂ માપ.
સ્વયંભુ તું આપો આપ.
સર્વના કાપે તું પાપ.
મોટોછે જગનો તું બાપ—કાપ૰ પ્રીતેથી૰

(૭)

ભજને ભાવે સખી મારી ઓ બેની, ભજો ભાવે સખી મારી
ધારણ સંહારણ જગનો તે છે, સર્વ વ્યાપક જયકારી—ઓ બેની.
પ્રીતે ભસ્મને ધરે, પ્રીતે વહે ગંગા નીર.
પ્રીતે મોલી ચંદ્ર રહ્યો, પ્રીતે ધરે ચર્મ ચીર.
નન્દી વાહન ગણનાયક સાથે, ઉમા સામે સુગ સારી—ઓ બેની.
વખાણે મહીમા દેવ સૌ, વખાણે વળી સૌર્ય.
વખાણે ગુણ સુરને, વખાણે જતી વિર્ય.
દેવ શંભુની ભલી બલીહારી, ગાવે મલી નર નારી—ઓ બેની.
સહેજમાં રીસાને ભરે, સહેજમાં રીઝી જાય.
સહેજમાં વર દીએ, સહેજમાં ધાર્યું થાય.
ભોળા પુરાને અર્ચન કરીએ, સંકટસૌ ભુપ હારી—ઓ બેની.

(૮)

કેવા હાલ થયા મારા, છુટે કાયાએ કમ્પારા—કેવા.
હોંસ ઘણી મને મનમાં હતી રે,
ભોગવવા રાજપાટ
જાતું છોડી પ્રિય માત
મિત્ર અને તાત
શી ખેદની વાત—કેવા.
ફરતું ચરતું રંગે રમતું
સંગ પ્રિયાની આંહી
સમુળુ મલ્યું મને ન કાંઇ
સુખ છે ક્યાંહી
ઠરે જીવ નાહીં—કેવા.

માણસ મનમાં રચના કરે પણ
જોડવે ઈશ્વર હાથ
ન રાખે એવર કોઇ સાથ
થા ન રળીઆત
શાની છે વાત—કેવા.

(૯)

ચાલો રમત રમીએ, રમીએ રમીએ રમીએ મારા ભાઇ,
રમીએ રમીએ રમીએ રમીએ રમીએ રમીએ—ચાલ.

જોઇ જોઇ રહ્યો રાહ આજે, વાહાલા વેલા વહીકે વારે,
રમત ગમત વાત કરો નહીં, કેમ ચાલો આમ મીત્ર સંગાતે;
ચાલો વેલા ટાણું જાય. ગેડી દડા રમવા તુંજ આતે;
ફીસ છોડી, લેની જેડી, ઝપ ઝપ ઝપ.
મારો દડી ઝડા ઝડી, ઝપ ઝપ ઝપ.
જગે જગે દોડી દોડી...ચાલો૦

(૧૦)

સાવધ થા ભાઇ, સાવધ થા.
માતા મુંઝાએ, પિતા ઝુરાએ.
જો નહીં જલદી જઈશું તહીં તો.
ટેક પિતુ આઇ થશે મીથ્યા—સાવધ૦
રાગે ભરાશે યોગી અવધુતો.
આપ દેશે મુજ માત પિતા—સાવધ૦

(૧૧)

બોલોરે બોલોરે બોલોરે મિત્ર, વીરારે વીરારે વીરારે—ભાઈ વહેલાબો૦

જવું ગમે નહીં છોડી તમુને, અહીંથી બીજે કંઇ ઠામ રે,
શું કરૂં હું ઓ મીત્ર મારા, જાએ પીતા નામ—વહેલા
બોલોરે૦

વિનવે તમુને મીત્ર કરગરી; બોલો કેમ નહીં આજે,
સત્વર ઉઠો બગડે કાજ, બોલો વેળા જાય—વહેલા૦

(૧૨)

યોગી કેણુછે એવો હરામ, માંસ માગે તારૂં ખાવારે.
મારી હાર કરૂં તેને તે ઠાગ માંસ૦
એને માનું ન યોગી ભગીત, માંસ૦
હશે ભુત નહીંતો પલીત. માંસ૦
કેમ પીતા દીએ એને તન, માંસ૦
ખોવા તત્પર થયા પુત્ર રતન. માંસ૦
કેમ માતા વીસારે સુધ્ધ સારી માંસ૦
કરી વાત આ અતી અવીચારી માંસ૦
હજુ ક્ષત્રી સૌર્ય તું માન, વસ્યુછે દીલમાંહીરે
ચાલ જઈ લે યોગીના પ્રાણ રહું ઉભો નહી અહીરે.

(૧૩)

વિના પ્યારા તારા જગત વિદ્યા વિહીનજ થશે
વિના વાહલા તારા મતીનીતી ન્યાય કો જગ જશે
વિના પ્યારા તારા કહીં જઈ શાસ્ત્ર સ્મૃતી હરશે.
વિના વાહલા તારા પીતુ ઘર નીત્ય સુન્ય પડશે
વિના પ્યારા તારા રૂપ ગુણ દૈયૈ ક્યાંય મળશે
વિના વાહલા તારા સત્ય ગુણ ખોટ આંહી પડશે
વિના પ્યારા તારા દશ દીશ શોક વાસ કરશે

વિના વાહલા તારા મીત્ર મુજને બીજો ન જડસે
વિના પ્યારા તારા રૂડી શીખ મુજને ન મળશે
વિના વાહલા તારા સું અંગ આ મુઝાઇ મરશે
વિના પ્યારા તારા જીવન તુલ્ય આ જગ થશે
વિના પ્યારા તારા ઝુરી ઝુરી પ્રાણુ નીશ્ચય જશે.

(૧૪)

હઠ કરે મીત્ર સું કરવા તું મરવા.

તુજ ઊપર મારો સ્નેહ,
આપીશ યોગીને મારી દેહ.
મરૂં પિતા ટેક રેવા રહેવા,
કેમ થાએ મીત્ર નાદાન.
જોસું કહે શાસ્ત્રનું જ્ઞાન,
ના દઊ તને ખોવા પ્રાણું
ના રોક હવે કહું માન,
પ્રાણુ જતાં ન દઊ મરવા.—મરવા.

( ૧૫ )

શાને આવ્યો જન્મ ધરી—મારા વીરા રે.
મરવું સરજ્યું જ્યારે મુજ હાથ—પુત્ર ધીરા રે.
થાએ જોઈ અણુહદ દુ:ખ—મારા વીરા રે.
આવું મરી તુજ સાથ—પુત્ર ધીરા રે.
કર્મ કરી આ કુરતું—મારા વીરા રે.
પામીશ શું અહીં સુખ—પુત્ર ધીરા રે.
કેમ દેખાડીશ લોકને—મારા વીરા રે.
હું પાપણી શંખણી મુખ—પુત્ર ધીરા રે.

(૧૬)

નહી આ રસ્તો ભક્ત જનનો—માત મારી રે.
જુવો તમે થાઓ શાંત—કહું છું વીચારી રે.
એ કામ છે કાયર જનનું—માત માહરી રે.
રોતું કરતું વલી કલ્પાંત—કહું છું વીચારી રે.
માટે ધરી ઉરે ધીરને—માત માહરી રે.
તજો તમે નીજ દુઃખ—કહું છું વીચારી રે.
કરો પરમાર્થ કામ—માત માહરી રે.
જેથી મળે સ્વર્ગ સુખ—કહું છું વીચારી રે.

(૧૭)

દુખનો દરીઓ ઊલટયો પુર ભારી,
હાય ભીતર હાય જીવતર.
લો હમને કોઇ પાર ઉતારી—હાય ભીતર હાય જી'
ઉઠે અગ્ની જવાળા મને બહુ
શાથી સાથી ધરૂં દીલ ધીરજ હું
છરી મારી કરૂં જાન ખ્વારી—હાય ભીતર હાય જી.
કો અંજલી દે લેશે પીતૃ તારી.
તારી તારી પડશે ખોટ ભારી.
જા પછી તું પેહેલાં મને મારી—હાય ભીતર હાય જી.

(૧૮)

પીતુ કલ્પાન્ત કરી કારી
શ્રુતિ સ્મૃતિ વેદ ગીતાને મા મુકો વિસારી
નિશ્ચે મરવાના નર નારી.

જગતછે નાટક રૂપ જુઓને મનથી વીચારી—પીતુ૦
દાશોછે સાન પીડા કારી.
સુખ માની અહીં દુખ ગ્નાની મહી ચાલે મન ધરી
—પીતુ૦

(૧૯)

જોઈ જોઈ ફીસીઆરી, છોડ નારી હુસીઆરી
તારા જેવી ભાખુ નારી, કોટી બંધ જગે સારી.
જાણી જાણી ભકતા તારી, બંધ કર હવે લવારી—જોઈ૦
ચુપ બેશ છાની માની, છાની છાની છાની છાની
તારા જેવી બહુ રાણી, ભરે પાણી ભરે પાણી
દાસો થઇને ઘેર મારે, કામ શુ છે અહી તારે
ખરો કાંતુ જોગી કયારે, ઉતારૂ હુ નાદ તારે—જોઈ૦
સુણી તારી હું લાચારી, આવ્યે વેડી વેશ ભારી
વિનતીને ઉર ધારી, ફ્રગા આવ્યું તેનું તે નારી
ભાગવાને ભુખ અહીં, લાવ્યો મને કહી કહી
મળે ખાવાનુ કાંઈ નહીં, લુચ્ચા દેખુ જહાં તહીં
તને ભાન નહીં સાન; નહીં જંગલી દીવાન
શાળ આપી લેક પ્રાણ, બોદ નહીં મન માન
મરજા જા અવીચારી ઠગારી, ધુતારી બુરી નારી—જોઈ૦

(૨૦)

ધ્યાન ધ્યાન અંતર દયાલ, દઈડે હેતાલ ધ્યાન ધ્યાન.
આપો કહુ બાળ, વીનતી લહી
કાન અર્જ ધરો માયાળી દીનતા લહી,
મારો ના જીવન મિત્ર ગમગ, રંકનો શરણ, વ્યથા મારણ,
અંતરજામી, તમે સ્વામી, બહલો ગારો યોગી પ્રાણ, માત
જાન—ધ્યાન ધ્યાન.

(૨૫)

આવ્યા છો આવ્યા, શું જોઇને સમજાવવા તમે.
લઇને જમાડવા તમે, લઇને ખવાડવા તમે
દાવ પેચ રમવા તમે, ગલત વાત કરવા તમે
ખરા બેવકૂફ, આવ્યા છો મુર્ખાઇ બતાવવા તમે—આ૦
જોઇને જાણ, અજાણ, કરવા માંગો અહીં.
જમુના જાયે પ્રાણ જવા દોછ રોકો નહીં.
આસના હું એક લહુ, પલના હું એક રહું
પામ્યો છું હું સુખ બહુ, શાબાશ છે ખરૂં કહું.
રાજા,રાણી, અન્ન પાણી, દીનવાણી, હરામ જાણી.
આવ્યાછો પિટાવવા તમે. આવ્યાછો.

( ૨૬ )

અંતે સૌને જાવું રે, બાથ મોટી બરો નહીં
લાખો યમે લીધારે. લેશે જે છે રહ્યા અહીં.
આજ કાલકે માસ વરશે, નાના મોટાં મરશે
ટકે નહી કોઇ થઇને અમર, કરે શોક ન કરશે.
ભખ્યો દીન યમનોરે સમજો સહિ મન મહી-અંતે.

(૨૭)

નહીં માનો મનેરે હેવાન.
ધરૂ જ્ઞાન, લોકભાન, અને સાન, નાદાન—નહી૦
ખાઉ ક્યારે, જમો તમો સાથ ત્યારે, ત્યારે, ત્યારે,
નહીતો ચાલ્યો જાઉ રાજા ધામ, મારે મારે મારે
કહ્યું રાખ મારૂં માન કરો કામ-કામ કામ.
જમે ખરે સાધુ ઘરે, હાય અદરથ સંગ ધરે
સાધુરીતી ખરેખરે, શાસ્ત્ર નીતી ખરે ખરે,—ધરૂં ધ્યાન૦

(૨૮)

માફ કરોની યોગી રૂડા તમે હવે આવાર.
જગતમાં વિખ્યાત થયાં, પાતકી નરનાર—માફ.
પુત્ર માર્યો એક પુરો, ગણી લોક ન લાજ
કહોતો મરીએ બંને હમો, ખાશુ ન માંસ આજ—માફ.
અવનુ અંગ પીલીને, કરોની ચકચુર.
માસ ખવાડી નીજતન. ન જગ જણાવો ક્રુર—માફ.

(૨૯)

યોગી કેમ જમાયે માંસ પુત્ર મારી, જુવો તમો વીચારી.
વચન માટે પુત્ર હણી કર્યું કામ દુષ્ટકારી, જુવોતમો વીચારી-યોગી
જમો પ્રીતે આપ પોતે, માફ કરોને સ્વામી વિનવું છું સીરનામી.
શોભે નહી કહેવું આવું મનેલો વીચારી, જુવો તમો વીચારી
કીંકરીની અરજ મને સ્વીકારોને સાધુરાએ માસ કેમ ખવાએ
ત્રાહે ત્રાહે ત્રાહે થાએ કહું છું પોકારી, જુવો તમો વીચારી.

(૩૦)

સુત વીણુ નરનારીનું જગ સુખ જુઓ નહીં કોઇ જન.
સુતવીણુ નરનારીના ઘર વીસે સાધુ લીએ નહી અન્ન.

(૩૧)

બચાવ કષ્ટ સંકટથીરે, દયાળ સંભુવુ નાથ.
ભીડભંજક ઈશ શંકરા આવી ગ્રહોનેહાથ—બચાવ.
માર્ગ રહયો નહીં બીજો, સુઝે ન કાંઇ ઉપાય.
અવ ઘડતા અણચીન્તીઆ કેમ કરી દૂર થાએ—બચાવ.
વંન્દયા દોશ માથે મુકીરે, યોગી ચાલ્યા જાય
થઈ લાચાર હું કયાંહાં જાવું. વ્રતપની ખોડુ રે થાય-બચાવ.

(૩૨)

આખરે આવી નીરાસી, હવે ક્યાં જાઉં હું નાસી
ભકતી ખાતર પુત્ર હણ્યો, સેવવા યોગસ રાજ

પુત્રનો પુત્ર ગયો, થયું ન ધાર્યું [illegible]
એક પુત્રી જગમાં હાર્યા, [illegible] — આ. પુ૦
જનસો પીટ પીટ કરી, [illegible]
એથી શંભુ જાણું અહીં અધાકતર સુખ દુઃખ.
અન્ય પુત્રની આશાથી, મરૂં નાંખ્યા ગંગે [illegible] — આખરે

(૩૩)

પુત્ર ઘેલા પ્રાણથી વાલા આવને વેલા
છેલ છબીલા રૂપે રંગીલા, આવ રસીલા— આવ
જરૂર પડી મારે ભારી માતને તારી રે આવ આવ આવ પુત્ર
યોગી નાખ્યાએ તુરીણ આંપે રાસ ભરાયે
નહી મનાયે રાખ્યા રખાએ ન ચાલ્યા જાએ આંવ- પુત્ર.

(૩૪)

ભકતી ધરો સહુ મન જન સહુ ભકતી ધરો તમે મન
ભકતી કરોજો ભાવે ભુધરની હેશે તે નીત દરશન— જન.
ભકતી ગણવી તો ગણો શ્રીયાળની ખોયુ જેણે પુત્ર રતન જન
નિષ્કામ ભકતી સંભુ જોઈ ચાંગુણાની કાંધા પુત્ર સજીવન— જન.
દ્રઢ ભકતી રાખો સહુ તો મટી જશે તાપ તન— જન.

(૩૫)

ઉંશંકર અમર અજર અગોચર સફળ થયું હમ કામ
આંનંદ રેલ છેલમ છેલ સર્વ ટરેલ સ્થળે જમેલ સફળ થયું હમ કામ
ખતમ ખેલ ખીન્ન ખસેલ શાન્તી સામેલ સુંદર ગુણેલ
ભકત ભણેલ શ્રોત સુણેલ લઇએ રજા જવા ધામ— ઉં
સજન શાણા આજ પધારી કીધો મોટો ઉપકાર રે
પુર્યા મનોરથકામ
અવર નવર પધારીને મેહર કરજો આ ઠેર
ભુલ ભણી અહી ગુણ ગણી લહી આશીતમાની જઈએ કરી
પ્રણામ— ઉં.

---